# અમલદારો તો એવા જ હોય !

લેખક : મશાલચી

મૂલ્ય એક આનો

સંવત ૧૯૮૭ સને ૧૯૩૧

# અર્પણ

જેણે માનવજાતિએ પીધેલાં અમલનાં ઝેર ખખેરી નાખવાના શપથ લીધા છે; જેણે અમલદારશાહીનો અંધાર-પછેડો જગતના ચોકમાં ખુલ્લો કરવાની અનન્ય જનસેવા બજાવી છે, એવા આપખુદીના કટ્ટા શત્રુ

**શ્રી. અમૃતલાલ શેઠને**

પ્રત્યેક ગામડામાં ઘેરઘેર સંઘરવા જેવું

# ગામડામાં વેઠ

એ ભાવનગર રાજ્યના વેઠના ધારાઓનો સંગ્રહ છે.
એનાં થોડાં મથાળાં જુઓ:—

'વેઠ ક્યારે કરાવી શકાય ?'

'વેઠ કોની પાસેથી લઇ શકાય ?'

'વેઠ માટે હુકમ કોણ કરી શકે ?'

'પરાણે વેઠ કરાવે તો ?'

ગ્રામ્યવાસીઓ સમજી શકે તેવી સહેલી ભાષામાં લખાયેલું છે. લોકોએ એકી અવાજે વખાણેલું છે. આઠ માસમાં આઠસો નકલ ખપી ગઇ તે તેનો પૂરાવો છે. હવે થોડી જ નકલો બાકી છે.

**કિંમત ૦-૧-૬ પોસ્ટેજ સાથે**

લખો:

મંત્રી, પ્રજાપરિષદ-ભાવનગર.

# અમલનું ઝેર

બાઇ 'મશાલચી'ની આ પ્રસાદી જાહેર પ્રજા સમક્ષ રજૂ કરતાં મ્હને આનન્દ થાય છે. ગામડાંની પ્રજાનાં-દુઃખ દર્દોની એ બાઇ સાચી પીછાણ ધરાવે છે. એણે જાત માહિતીના અનુભવોનો આ પુસ્તિકામાં આછો આછો ચિતાર આપ્યો છે. અમલદારીનું ઘેન એવું હોય છે કે પ્રજાકીય અંકૂશને અભાવે એ તરેહવાર અને વિચિત્ર વિચિત્ર સ્વાંગ ધારણ કરે છે. પુસ્તિકામાંના અમલદારીના ચિત્રો એ ઠેક ઠેકાણે જોવામા આવે છે. મ્હારી પોતાની જાતમાહિતીમાં આથી બદતર દૃષ્ટાંતો ઘણા આવેલા છે. આ પ્રસંગો વિરલ હોત તો તેને પ્રસિદ્ધ આપવાની જરૂર રહેત નહિ.

ગ્રામ્ય પ્રજાના હિતાર્થે જે તંત્ર ચાલતું નથી તે તંત્ર ટકાવાને પાત્ર નથી, જે અમલદારી પ્રજા સેવાને

અર્થે વપરાતી નથી એ પ્રજાના આદરને ખૂએ છે, જ્યાં જમીનના ખેડનારનો અનાદર છે, અવગણના છે ત્યાં ક્રાન્તિના પડઘા સંભળાય છે. એ તંત્ર તાત્કાલિક સુધારણા માગી લ્યે છે.

ભાઇ મશાલચીને કોઇ અમલદારની સાથે વેરઝેર નથી, કોઇ ખાસ વ્યક્તિની નિન્દા કે ટીકા એ એમનો વિષય નથી. અમલદારીની ચાલૂ પ્રથાનાં અનિષ્ટો ખુલ્લાં કરવામાં એમનો આશય પ્રજાસેવા કરવાનો જ રહ્યો છે. અમલદારીની કોટિને જે દૃષ્ટાંતો લાગુ પડે છે, તે પોતાને શિરે કોઇ ઓઢી ન લ્યે એમ હું ઇચ્છું છું. પરંતુ, અમલદારીને શુદ્ધ પ્રજાસેવામાં પલટાવી નાખવાનો નિશ્ચય તો પ્રત્યેક અમલદાર આ પુસ્તિકા વાંચીને કરી શકે છે. તેમ કરવામાં એ પોતાનું તે રાજ્યનું શ્રેય કરી શકશે.

પ્રજા સમૂહમાંથી જ અમલદારનો જન્મ થાય છે, અને તે એક પ્રજાજન તરીકે જ લય પામે છે. સામાન્ય પ્રજાવર્ગ કરતાં અમલદાર પોતાને ઉંચો શા માટે માનતો હશે? પ્રજા વિના એ કોની ઉપર અમલદારી ચલાવત? પ્રજા વિના પોતે કયા સમૂહમાંથી પેદા થાત? પ્રજા-હિતને માટે નહિ તો શા કારણે રાજ્યતંત્ર ગોઠવાયું છે? અમલદારો પ્રજામતને માન આપીને ચાલતાં ન શીખે? પ્રજાના એક અદનામાં અદના માણસને પણ તે મીઠી

જીભે ન બોલાવી શકે? જે માટે રાજ્ય તેને નભાવે છે કે સત્તાથી નવાજે છે એ સેવા પ્રજાહિતાર્થે કાં ન વાપરે? નવયુગનાં શિક્ષણ સંસ્કારથી રંગાયેલા અમલદારો રાજ્યમાં સેવા લેતા થયા છે. તેમણે શું સત્તાનો સ્પર્શ થતાં જ તેના ઘેનમાં ચકચૂર થવું આવશ્યક છે? અમલદાર વિવેક મૂકે, વિચાર ચૂકે, સૌજન્ય વીસરે, અને લોક–પ્રભુની અવગણના કરે એ શું અમલદારીનું સ્વાભાવિક લક્ષણ હશે? નવયુવક અમલદાર અમલદારીની વ્યાખ્યા કાં ન બદલે? પોતે પ્રજાસેવક હોવામાં અભિમાન કાં ન માને? પોતે પ્રજાને માટે છે, પ્રજાને દૂભવવામાં પોતે જનનીને દૂભવે છે, પ્રજાનાં દીધેલ નાણામાંથી પોષણ મેળવીને એ પ્રજાનું નીમકહલાલ કરવાનો પોતાનો ધર્મ છે એમ નવા અમલદારો ક્યારે સ્વીકારશે?

પ્રજાજનોને શું કહું? અમલદારો પ્રત્યે વિવેક રાખવાની, તેમની તકલીફ કમી કરવાની, ફરજ તેઓ બજાવી રહ્યા છે. પરંતુ, અમલદારોની તાબેદારી ઉઠાવવાની, તેમનાં અપમાન બરદાસ્ત કરવાની, રાજ્યે તેમને સોંપેલાં કામ તેઓ કરે એ ખાતર તેમનું મન મનાવવાની કે કોઈ પ્રકારની માનહાની સહન કરવાની પ્રજાની ફરજ નથી. અમલદારની બરદાસ્ત થાય, પણ અમલદારીની બરદાસ્ત તો હરગીઝ ન થાય. જે અમલદાર વિવેક ચૂકે, જે અવળાં વેણ કાઢે, જે ભાન

ભૂલીને પશુબળનો ઉપયોગ કરવા ઇચ્છે, જે રાજ્ય પ્રત્યે બેવફા બનીને પ્રજાને હીણી બનાવે કે તેમના રસ-કસ લૂંટવા ચાહે તે અમલદારથી અળગા થવાનો પ્રજાનો હક્ક છે. માનવ તરીકેના ગૌરવનો લોપ કોઇએ કોઇ પણ સંયોગોમાં થવા દેવો જોઇએ નહિ. અમલદારોની તૂમાખી કે તૂંડમિજાજી કે બદચાલ જો સહી લેવામાં આવે તો તેમાં પ્રજામાં રહેલી માનવતાનો લોપ થાય છે. પ્રજા કોઇ પણ ભોગે માનવતાના માનવી અધિકારોની રક્ષા કરે અને અમલદારો પોતાનો સાચો ધર્મ પીછાણે એવો ભાઇ 'મશાલચી'નો હેતુ પાર પડો એમ હું ઇચ્છું છું.

ભાવનગર,
૩૧-૭-૩૧

બળવંતરાય મહેતા
પ્રમુખ લોક સેવા સમિતિ.

## નશાખોર અમલદારોનું ભજન

એવા રે એવા અમો છઇં એવા
તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો,
કરશું પેટેલાની સેવા રે. ૧

કરમ ધરમની વાત ન કહેશો,
લાગે મને એ કૂડી રે;
જોર ઝપાટે ને થોંટ થપાટે,
ભેળી કરૂં હું મૂડી રે. ૨

લોકો ફોકાને દાબ્યે રાખો,
દાબ્યે દાબ્યે એ તો ધ્રૂજે રે;
લાલ લાકડીએ ને લાલ આંખડીએ,
એ તો આપણને પૂજે રે. ૩

દાક્તર થાઇ કે દફેદાર થાઇ,
સૌ અમલના પ્યાસી રે;
એક જમાતના છીએ રે ચેલા,
મૂખ જુઓ તપાસી રે. ૪

ખરા ખોટાના ખોપમાં ન પડવું,
એમાં ડૂબે બડી બડી બોટું રે;
અહાલેક નામનો જાપ જપાવી,
જર ઝુડવા કરવી દોટું રે. ૫

વસવાયાની વેલ્ય છે મોટી,
નથી વળગવામાં વાંધો રે;
સટર પટર કામ ઠાલાં રે થાયે,
પછી આવડત પરમાણે બાંધો રે. ૬

બ્હારવાળા તો ફાવે તે બોલે,
ભલે ભરે ઇ ફાળુ રે;
દરવાજાને મોકળા મેલી,
ખાળે વાસો તાળુ રે. ૭



# આ લેખકને હાથે લખાય છે

જેને કપાળે ગુલામીનો ચાંદ ચોટ્યો છે
એવા ગ્રામ્યજનોના આર્તનાદ રજૂ કરતી

## 'આ વેઠથી તો તોબા !'

હિન્દુ જાતિએ ધુતકારેલા, ભટકતા ભિખારીની
દશા ભોગવતા અંત્યજોના આક્રંદ પોકારતી

## 'ઢેઢનો કોઇ ધણી નથી !'

(નાટિકા)

પુરુષ પ્રાણીના પંજામાં સપડાયેલી
ગામડીયણ બહેનોના બળાપા ઠાલવતી

## 'બળ્યો બાઇઓનો અવતાર !'

(નાટિકા)

લગભગ આટલી જ કિમ્મત અને કદની
આ પુસ્તિકાઓ થોડા સમયમાં બહાર પડશે.

લખો:

**મંત્રી, લોક સેવા સમિતિ,**
તખ્તેશ્વરપ્લોટ, **ભાવનગર.**

# શા'બનું તેડું

(૧)

ઝમરાળા મહાલના જુનાપાદર ગામની સીમમાં ધગધગતે ઉનાળે એક આદમી ઢેફાં ભાંગવામાં એકતાર થઇ ગયો છે. કાળા ઉનાળાના ધગધગતા બપોરઃ એવોજ પંડયનો કાળો વાનઃ અને એ બધાને આંટે એવાં કાળી મટોડીનાં કાળ ઢેફાં ધબેડતાં, કોદાળીનો પાનો તડકામાં તગતગે છે. આડીઅવળી નજર કર્યા વિના, પરસેવાથી રેબઝેબ નીતરતો એ આદમી, એક પછી એક ઉથલ લીધ્યે જ જાય છે, જરા યે ખોટી થતો નથી. આજ બપોર લટકયે ખેતરના કટકાનો બાકી રહેલો ભાગ આટોપી નાખવાની તેણે મનમાં ગાંઠ વાળી છે.

આવે ટાણે ટારડી ઘોડી ઉપર એવીજ ઘોડીને શોભતો એક અસવાર એક પહોરના પૂરા ગાઉની ઝડપે પંથ કપાવતો ચાલ્યો આવે છે. તેનો દોર ધારેલ વખતે ધારેલી જગ્યાએ પહોંચવા કરતા, આકડા–આવળની લાંબીલાંબી સોટીઓ તરફ, અને તે સોટીઓમાંથી કુણી

માખણ જેવી સોટીઓ વીણવા તરફ, અને તે વડે સબોડી સોટીને નંબર કાઢવામાં વધારે છે.

સીમેસીમની ભેળી કરેલી સોટીઓની કૅાળી પુંઠ હેઠળ મૂકતાં અસવારે ફેડી ઉપરથી હાકલો કર્યો. 'એ પટલ, એ પટલ, એ પટલ.'

ઢેફાં ધબેડવામાં લીન થઇ ગયેલો પટેલ અવાજ સાંભળતો નથી. ત્રણુત્રણુ સાદને સામો પડધો ન મળવાથી અસવારને મીજાજ અદ્ધર ચડી જાય છે.કૅાળીમાંથી લાંબી સોટી કાઢી ઘોડીને સબોડતો આડબીડ ખેતરોમાં પડે છે. લગોલગ જઇ, હોય એટલું બળ કાઢી ત્રાડ મારે છે: 'રેંચા, સાંભળાક કે નહિ ? કાન છે કે કોડીઆં ?'

એકાએક પટેલ માથું ઊંચું કરે છે. કડાઆળી ચાળથી પરસેવો લૂછી, અપમાનને ગળી જઇને ઉતારતો બોલે છે:

'આવો હળવા હવાલદાર, રામરામ.'

'ભાળ્યા રામરામ, રેગો બહુ ભગત થઇ ગયો છે તે.'

'આવે ખરે ટાણે કેમ આંટો ખાવો પડયો ? હવાલદાર.'

'તમારી હોળીઓમાં. ટેમસર દરબારી લેણાં ન આપો તમે, અને આંટા ખાવા અમારે.'

'તે છે શું ?'

'શા'બ બકોરે છે.'

'કોણ માણદાર શા'બ ?'

'ના, મા'રાજશા'બ! શા'બ તે કેટલાક છે. તે પૂછે છે? આ શા'બને પેલા શા'બ?'

'ત્યારે તો તગાવી સારુ બોલાવતા હશે?'

'હા, છે તો એમજ.'

'પણ આ સારુ તો ત્રણદી પહેલાં એની હરૂબરૂ થઇ આવ્યો છું.'

'તે હું કાંઇ ન જાણું. તમારે જે જવાબ આપવો હોય તે ત્યાં જઇને આપજો.'

'ઠીક લ્યો, મોઢે થઇ આવીશ.'

'ક્યારે જઇશ ?'

'આ કટકું અધુરું છે તે પૂરું થયે.'

'ના, એમ નહિ. હલધડીએ જ હાલ્ય. શા'બને કામનો ખોટીપો થાય છે.'

'ઠીક ભાઈ, ઇ પછે કરીશ. પણ બટકુક રોટલો ખાઇ આવું. તમારી પહેલાં પૂગ્યો સમજવો.'

'ઇ વાત જ નહિ. મોઢા આગળ થઇ જા. નહિ તો શા'બને કહી દઇશ કે નથી આવતો.'

'ભાઇ, તમે મને પરાણે ઢરડી જાઓ છો, પણ શા'બ અત્યારે સૂઇ ગયા હશે. નકામા મારે ભૂખ્યે પેટે શેકાવું પડશે.

'પટેલ, બહુ અવળાઈ કર મા. મારૂં નો માન્યામાં બહુ ફાયદો નહિ કાઢય. તડકે મારૂં માથું તપી જાય છે.'

છેલ્લા વેણમાં હવાલદારની આંખ પટેલે જોઈ લીધી. ખંભે કોદાળી નાખી, ચાગડથીગડ જોડાથી ઠસરૂક ઠસરૂક ચાલતો પટેલ, દોઢ ગાઉનો પંથ કાપી ઉતારે પહોંચ્યો. ડેલામાં પગ મૂકતાં જ ચોકીદારે ટપાર્યો :

'કયાં હાલ્યો આવછ ઢેફા ?'

'શા'બે બોલાવ્યો છે તે સલામે જાઉં છું.'

'ડેલી બહાર નીકળ. આ કંઈ ચોરો નથી તે એમ તેમ પૂછયા ગાછયા વિના હાલ્યો જાછે ?'

'ભાઈ, અમને શી ખબર ? મેં જાણ્યું કે શા'બે બોલાવ્યો તે એમનેમ જવાતું હશે.'

'ઈ તો સાંભળ્યો તારો જવાબ. જરાક વિવેક બિવેક શીખ.

ત્યારે શા'બને વરધી આપો :

'શા'બ તો આરામમાં છે. હમણાં નહિ મળે.'

હળવા હવાલદાર તરફ પટેલ વળી કહે :

'કાં ભાઈ, હું ના'તો કે'તો કે શા'બ આવા તડ-કાના ઉંઘતા હશે !'

'એમાં હું શું કરૂં ?' એવા ટુંકા જવાબમાં પટેલની ઠેકડી કરતો હવાલદાર પોતાને રસ્તે પડે છે.

શા'બની ઉંઘ ક્યારે ઉડશે તેની માળા જપતો પટેલ ઉતારાના બહારને ઓટલે બેઠો છે. ભૂખ્યા એના પેટમાં ઉંડળો વળે છે. 'હુંગો કરવા ખીસ્સામાં હાથ નાખે છે, પરંતું ફૂટી બદામે નીકળતી નથી. આંધણ જેવો ઉનો નિસાસો મૂકી, પટેલ આડું પડખું કરે છે; અને થાક્યાપાક્યા પટેલની આંખો તરતજ વિંચાય જાય છે.

સૂતાં પૂરો કલાકે નહિ થયો હોય ત્યાં એ સાંઢડાની વઢવાડના કોલાહલથી તે ઝબકીને જાગે છે. જાગીને જૂએ ત્યાં બપોર લટકી ગયા છે. તડકાની ગરમી મોળી પડી છે, પરંતુ પેટની ગરમી તો વધતી જ જાય છે. ધોમ તડકાના તાપ કરતાં આ તાપ તેને આકરો લાગે છે. મનમાં ઘણા ઘોડા ઘડી તે ચોકીદાર પાસે જાય છે : 'શા'બ ઉઠયા હોય તો કહેજો કે હું આવ્યો છું.'

એક ચોકીદાર પટેલને ઠેકડીએ ઉડાડે છે: 'હા. પટેલ, લે કહીએ. તમારા બધાના નોકર છીએને !'

'ના ભાઇ, મારાથી જવાય નહિ. એટલે તમને ચીંધું છું, નીકર તો હું જ જાત.' પટેલ સવળો જવાબ વાળે છે.

કાંઇક ચોકીદારને દયા આવે છે. અંદર જઇને તે ખબર લાવે છે: 'કે શા'બ હમણા કામમાં છે કામમાંથી પરવારે બોલાવશે. ઘેર જાય નહિ એમ કહવડાવ્યું છે.'

જવાબ સાંભળી પટેલની પેટપીડનો પાર નથી રહેતો. લમણે હાથ દઇ સુનમુન બેસી રહે છે: ઘણીવાર ચોકી-દારોને પૂછે છે: 'શું દરબારી કાગળીયાનું કામ હશે? તમને ખબર તો હશે, વાત તો કરો.'

'હા છે તો કાગળીઆનું! જુઓ, શા'બ અમલ-દારોની હારે ચાપાણી ઉડાવે છે. દાક્તર શા'બ, ફોજદાર શા'બ વગેરે આવ્યા છે. જરા નાસ્તા પાણી ખાઇ કાગળના ભુંગળાં ફૂંકશે!'

શા'બનું કામ સાંભળી પટેલને દુઃખમાંએ હસવું આવી જાય છે. થોડીવારે બધા અમલદારો બહાર નીકળે છે. હજુ પણ શા'બે ન બોલાવ્યો તેથી પટેલની ધીરજ ખુટે છે. ફરી તે ચોકીદારને કહે છે:

'શા'બને ખબર આપોને!'

'પટેલ, હું તને સાચું કહી દઉં છું. તું રીતરીવાજ જાણતો નથી.'

'તે ભાઇ, તમે શું કહો છો? હું કાંઇ સમજતો નથી.'

'જો હવે તને ચોકખું કહી દઉં, વારે ઘડીએ કાંઇ ઠાલા આંટા નહિ ખવાય. ચાપાણી આપ તો કામ થાય.'

'ભાઇ, મારી પાસે રાતીપાઇ પણ નથી. ચાપાણી શેના આપું ? સવારનો દાતણભર્યો છું. પણ કોકવાર મારે ગામ આવશો તો નજર રાખશું.'

ચોકીદાર શા'બ પાસે જઇ વરધી મેળવી આવે છે. લટકતા લીરાવાળું માથાબાંધ્યાનું સમુંનમું કરતો પટેલ થડકતે દિલે શા'બ પાસે જાય છે. શા'બ ઓફીસની ઓશરીમાં લાંબી આરામખુરશીમાં પડયા છે. શા'બને ભાળી પટેલ સલામ કરવા વાંકો વળી જાય છે. ઓસરીના પડથાળ હેઠળ ફળીઆમાં ઉભો રહે છે.

'તગાવીનું કાંઇ ભરવું છે કે નહિ ?'

શા'બે પાધરો પ્રશ્ન પૂછ્યો.

'શા'બ, વેંત થાય તેમ નથી.'

ચાર દિવસ પહેલાં તારી પાસે મોંકાણ કરવા આવ્યો હતો. હવે મારે કેટલા આંટા ખાવા ?'

'શા'બ, કયાંઇ નાખી નજર પોગતી નથી.'

'તો તારાં સગાંવ્હાલાં પાસે જા. દોઢા બમણા કર. પણ અમારૂં લેણું કાંઇ થોડું અટકશે ?'

'શા'બ, બધે જઇ આવ્યો. પણ કોઇ ધીરતું નથી.'

'ક્યાંથી ધીરે ? દાનત જ ખોટી. જમીન હરરાજ થશે ત્યારે આંખ ઉઘડશે.'

'શા'બ તમને જેમ લાગે એમ ખરૂં. બાકી અમે એમ કરૂં તો યે આવા કાળા ઉનાળામાં કોઇ ધીરે એમ નથી.'

'તો ઘરેણાં મેલ.'

'શા'બ, અમારે ખેડુતને ઘરેણાં કેવાં ને વાત કેવી હોય તો રાખી વાડ કરૂં ?'

'ઠાલું ડા'પણ વઘારમાં ડા'પણ. બહુ સતની પૂછડી થઇ ગયો છે તે. જો દાનત સાચી હોય તો આ વેશ ન હોય.'

પટેલ મુંગે મોંઢે નીચું મોં રાખી સાંભળ્યા કરે છે. શા'બ વાગ્ધારા ચાલુ રાખે છે :

'તારા ભુંડા થેપાડાં જોને ! તને ખેડુ કહે કોણ ? તારા જેવાં ખેડુતો મારૂં લોહી ઉકાળી નાખે છે. ન આપવું હોય તો કાંઇ નહિ. ટળ અહીંથી તારૂં કાળું મોઢું લઇને ઘરભેળો થા.'

મહામહેનતે આંખમાં આવેલાં ઝળઝળીઆ રોકતો પટેલ જાકારો સાંભળી પાછાં પગલાં કરે છે. જતાં જતાં શા'બ બડબડે છે.

'આવા ખેડુતો તો દરબારનું નામ લજવે છે. આવાને તો વીણીવીણીને હદપાર કર્યા હોય તો.

થાકયોપાકયો પટેલ દી આથમ્યે ઘરભેળો થાય છે. આખા દીની લાંઘણ તાણેલ પટેલને રાતે પૂરું વાળુ યે ભાવતું નથી. સૌ આડોશીપાડોશીઓ ટોળે વળી કારણ પૂછે છે. પટેલ વિતકકથા કહી સંભળાવે છે. કહેતાં કહેતાં મહામહેનતે રોકેલાં આંસુ ગાલ પર દડી પડે છે. દિલાસો આપતાં એક પાડોશી કહે છે :

"**અમલદાર તો એવા જ હોય.** જો એવામાં દયાનો છાંટો હોય તો અમલદાર જ શું કામ થાય ?"



# સાચક પટેલ ભોંઠા પડયા.

(૧)

નોરતાંના નવા દિવસો છે. ગામડે ગામડે ગરબારાસની રમઝટ બોલે છે, અંડારીઆ મહાલના પોલણકા ગામે આવી રમઝટ બોલી રહી છે. દીવી કંસો મૂકેલાં કડીઆં, હવામાં ફગફગી રહ્યાં છે. એનો આનંદ માણવા ઘરબાર બંધ કરી, નરનાર ઉમટી પડયાં છે. અને મેઘરાજાની કૃપાથી માથોડું માથોડું ઉભેલા લીલાછમ બાજરા, પવનને ઝપાટે ઝપાટે તાલ દઇ રહ્યા છે.

એમાં હાંફળો હાંફળો એક ખેડુ પૂરપાટીએ દોડયો આવે છે. હાથમાં પગરખાં લઇ મુઠીઓ વાળી 'દોડો' 'દોડો' એવી બૂમ પાડતો તે ચોરાભણી દોટ કાઢતો આવે છે.

ગેડીઆનો કર્યો ઘાય (૨)
ફયેડું દૂધની વછૂટીઉં રે લોલ.

ક્રોધ કરશોમા મા'રાજ (૨)
અમે તમારા બાળકયા રે લોલ.
ચોમાસાના માસ ચાર (૨)
તેમાં શ્રાવણ સેવ્યાં......

ચરણુ અધૂરૂં રહી ગયું. રંગમાં ભંગ પડયો. લોકોએ વાત પૂછી. પેલા માણસે કહી દીધું. લાંબી વાત કહેવાનું ટાણું નથી. આડોડીઆનાં બે ટોળાં લીલો બાજરો વાઢવા મંડયાં છે. બાબા પટેલની વાડી તો સાવ સાફ કરી નાખી છે.' જુવાનો હાથ પડયું હથીઆર લઇ દોડયા. આડોડીઆએ છેટેથી ગામડાનો સંચળ સાંભળ્યો. હાથ પડયો બાજરો માતેલા ગધેડા પર નાખ્યો, અને સરકારી હદમાં ઘુસી ગયા. લોકોએ તે દી ફરી ગરબા લીધા નહિ. આડોડીઆની વાતો કરતાં કરતાં સૌ પથારીમાં પડયાં.

પછી તો આડોડીઆં હળ્યાં, અસૂરસવાર આવે. ભાળ્યું તેટલું લઇ જાય. કોઇની પછેડી તો કોઇનું ફાળીઉં, કોઇના જોડા તો કોઇની લાકડી. લોકોએ આ બ્યાધિમાં રંગેછંગે નોરતાં કર્યાં નહિ. દી'રાત કાળી મજૂરી કરી તૈયાર કરેલો બાજરો પોતાના નશીબમાંથી ખસતો જોઇ, ફફડાટમાં ને ફફડાટમાં આખી રાત કાઢે છે. પરભાતના પોરમાં ગામેગામની રંજાડની વાતો આવે છે. એમાં સાચકપટેલની વાડીમાંથી મુઠીફાટે એવો બાજરો, બઠાંગ

ફરી ગયાના વાવડ આવ્યા. ગામમાં હાહાકાર બોલી ગયો. ગામેડું જોવા ગયું. એક સમ ખાવાનું ડુંડું આખી વાડીમાં ગોત્યું જડતું નથી.

સાચક પટેલ જૂનવાણી આદમી હતા. એંશી વરસની અવસ્થાએ પહોંચેલા હતા. પરંતુ વગર સુડીએ આખી સોપારીનો ભુકો કરી નાખે એવા એના દાંત હતા. પડ્યા પડ્યા હોકો ગગડાવી ચોરાની ગાર ઉખેડવી તેમને ગમતી ન હતી. ચા, બીડી કે એવું એલફેલ તેમને વળગ્યું ન હતું. ત્રણે ટંક પંભા જેવા રોટલા ખાઇ સીમનું કામ કરતા. વખત મળે તો ઠાકોરજીના નામની એ માળા ફેરવતા. 'બાપુ'ના દેખતાં રાજ્યમાં તેમને ભારે આસ્થા હતી. પોતાની વાડીની આ દશા જોઇ તેમનું ટાઢું લોહી તપી ગયું, અને ઉપડ્યા ફરીઆદ કરવા.

ગામલોકો આડા ફર્યા: 'સાચક પટેલ, જવામાં કાંઇ માલ નથી, પાછા વળો!'

'ના, મને કોઇ રોકશો નહિ. શું બધે તાળાં વસાઇ ગયાં છે?'

'હા પટેલ, જમાનો બદલાઇ ગયો છે, અને રંજાડ કાંઇ આપણા એક જ ગામમાં છે? આખો અંડારીઆ મહાલ ભેળાઇ ગયો છે.'

પણ અમલદારને કહેવું તો જોઈએને? કીધા વિના શું ખબર પડે?'

'કાંઈ આપણે ખબર પાડવી નથી. ખબર પાડવામાં ઘરમાં હોય એ બધું જાય છે. અને કયો અમલદાર આ વાત નથી જાણતો?'

તામાં ચડેલ સાચક પટેલે કોઈનું ગણકાર્યું નહિ. પહોંચ્યા ફોજદાર પાસે. ફોજદાર કહે: 'જાઓ પટેલ, તમારી વાંસે પહોંચું છું.'

ફોજદારને વાંસે પહોંચતાં ત્રણ દિવસ થયા! ચોથે દિવસે આવ્યા. એમને ઉતારાપાણી દેવાયા. આડીતેડી વાતચીતમાં બપોર થઈ ગયા. બપોરે ભાણામાં લચપચતા લાડુ મૂકાયા. શા'બ જમ્યા એટલે આરામ જોઈએ. ખાટલા ઢળાણા, બપોર લટકયે શા'બ ઉઠયા. સાંજે વાડાઓમાં આંટો મારવા ગયા. ભેળાએલા સાચકપટેલના ખેતરનું પંચાતનામું કરતાં આવ્યા. રાત્રે કેસરીઆ દૂધના કઢા પીવાણા, અને વળતી સવારે ભાઈશા'બ 'તપાસ' કરી હાલી નીકળ્યા.

સાચક પટેલ તો આવી મનમેં વિનાની તપાસથી આભા બની ગયા. મનમાંને મનમાં સમસમી રહ્યા. તો ય અઠવાડીઉં કાઢી નાખ્યું. કાંઈ સળવળાટ ભાળ્યો નહિ.

છેવટે વહેલી સવારે બગબગામાં ઉઠયા. અંડારીયા ભણી ઉપડયા. બપોર સુધીમાં બાર ગાઉનો લાંબો પંથ કાપી નાખ્યો. પોરો ખાધા વગર ફોજદારની કચેરીમાં ગયા. જતાંવેંત જવાબ મળ્યો કે શા'બ આરામમાંથી ચાર વાગે ઉઠશે. સાચક પટેલે દલીલ મેલી 'હું અંડારી-આથી લાંબો પંથ કરીને આવું છું. મારે અણછૂટકયાનું કામ છે.'

'તું અણછૂટકયા કામવાળો અને અમે બધા નવરા. કાઢો એને કચેરી બહાર, માથા પકવતો મરે.' દફેદાર અંદરથી બુરકયો.

સાચક પટેલે જેમ તેમ પંદાર દોઢ પંદાર કાઢી નાખ્યો. ફોજદારશા'બે 'આવું છું' કહીને સાચક પટે-લને પાછા વાળ્યા. પંદરમે દી'એ ફોજદારશા'બે દરશન દીધા. ત્રણ દી'નો મુકામ થયો. સાકરીઆ ચૂરમાંનાં ભોજન દેવાયાં. પરગામથી ચાહીને મગાવેલ નાગર-વેલના મુખવાસ અપાયા. અને ગેરડીની વાંસે એરડો હોય તેમ, સપાઇસપરાનાં મોઢાં ગળ્યાં થયાં. ફરી પંચાત-નામાંનું ફારસ ભજવાયું. અને 'શા'બનો પંડય' વિદાય થયો.

સાચક પટેલ આ બધો તુકતો ભાળી ઠરી ગયા હતા. પરંતુ એ તુકતા માટે કોઇને ઠબકો આપે તેમ ન હતા. કેમકે એ તુકતો તેમણે પોતે જ ઉભો કર્યો હતો.

મોટા ફોજદારશા'બ ગયાને મહિનો માસ વીતી ગયો. પરંતુ દરબારી તપાસનાં પગરણ દેખાણાં નહિ. બીજી કોરથી આડોડીઆંને કાને આ બધી વાત પૂગી. મોટા હાકેમના કાંધમાં કોશ છે એ જાણ્યે તેમના ટાંગામાં બમણું જોર આવ્યું. ચોમેર લૂંટનો મારો ચાલ્યો. અને તેમાં યે સાચક પટેલના ભાયુંની વાડી-ખેતરનો સોથ જ બોલાવી દીધો. મોલાતને માથે આદુ જ વાવી દીધું.

સાચક પટેલની આશા પડી ભાંગી હતી. પણ પલાળેલું મુંડાવ્યા વગર છૂટકો ન હતો, પાંચ મળતીઆ ભાયુંને ભેળા લીધા, અને પાટનગરને કેડે ઉપડયા. હારે ચાર પાંચ વાશું રૂપીઆ લીધા. ત્રીજે દિવસે પાટનગર પોલારપુરને ઉગમણે દરવાજે આવી પહોંચ્યા.

દરબારગઢમાં જવા પટેલે સંદેશો કહેવડાવ્યો. સંદેશો અદ્ધરથી જ ઉડી ગયો. છેવટે સપાઇને ચાપાણી વજયેતું આપ્યું. અને સપાઇએ બાપુના મેળાપનો સંચ બાંધી દીધો.

બાપુએ ભારે આદરમાન દીધા. સામે ખુરશી નાખી દીધી. સારે મોઢે બોલાવ્યા. અને હમણાં બંદોબસ્ત થઇ જશે.' તેમ કહ્યું. પોલીસના બડા ઉપરી શા'બ ઉપર બીડો લખી દીધો. અને ઉમેર્યું કે ' પટેલીઆઓ હું જાતે આવત. પણ મારે વિલાયત જવું છે.'

બાપુના મેળાપથી પટેલના પંડયમાં જીવ આવ્યો. પગમાં જોર આવ્યું. અને આશાના પોટલાસમા બાહાને માંથાબાંધ્યામાં ખોસ્યું. પટેલ ઉપરી શા'બની હારીસે ગયા. હારીસનો પત્તો મેળવતાં બે કલાક ગયા, ને ત્રીજે જમણે ઉપરીશા'બ હારે મેળાપ બાઝયો. શા'બે ભવાં ચડાવેલ આંખે બીડો વાંચ્યો. પગથી તે માથાસુધી પટેલને નીરખી લીધા, ઠંડેપેટે જવાબ આપ્યો: 'પટેલ અઠવાડીઆ પછી હું અંડારીએ આવવાનો છું: એ વખતે આનો નીકાલ કરશું.'

આશાભર્યા પટેલ ઘરભેળા થયા. આણેલી ખર્ચી ખૂટી ગઇ હતી. એ કયાં ગયા એમ કોઇ પૂછે એમ ન હતું. અને પૂછે તો જાહેરમાં કહેવા જેવી એ વાત ન હતી. પરંતુ 'બંદોબસ્ત થશે' એ બાપુનો જવાબ એમને બહુ ગોઠયો હતો. અને આશાના પ્રગટેલ એ દિવડાથી નાણાંની વાત તેમને ઓછી ખટકતી હતી.

થોડા જમણમાં ઉપરી શા'બનું મુકામ થયું. ઉપરીશા'બે સાચક પટેલને સંભારીને તેડું મોકલ્યું. ઉપડતે પગલે અંડારીઆ ગયા. કચેરીમાં પગ મેલ્યો. શા'બે છેટેથી ભાળીને આંખ ફેરવી.

'આવો પટેલ, અંડારીઆ ગામનું નાક છો! તમારે તો દરબાર હારે વાતું થાય! તમારી સારુ ખાસ બીડા મોકલે! ભારે જબરી ઓળખાણ! એમ કહી

પટેલને પેટભરી બનાવ્યા. શરૂઆતમાં તો ભોળા દિલનો પટેલ મરમ ન પારખી શકયો. પણ પાછળથી એ પણ કળી ગયા. પછી આકરાવેણુ કાઢવા મંડયા.

'મને અરજી આપ્યા વિના ઠેઠ ઉપર ગયા કેમ? શું અમને દરબારે મફતના બેસાર્યા છે? શું દરબાર અમને હવે કાઢી મૂકશે? અને રંજાડ તો આખા મહાલમાં છે. આ બધામાંથી કોઇ ન આવ્યું ને તમે કેમ આવ્યા? આવીને શું કાંદો કાઢી લીધો?' મોંમાં પાનનો બીડો મૂકીને શા'બે ફરી ચાલુ રાખ્યું.

'દોઢડાપણાંઆ તે આનું નામ! તમે તમારૂં ખેતર સંભાળી બેસો નહિ તેમાં અમે શું કરીએ? અમારે તે કાંઇ કામકાજ હશે કે તમારી વાંસે ઘોડા દોડાવ્યે જ રાખવા? મોંએ પળીયાં આવ્યાં છે, તો યે ઘરપત નથી? છાનામાના પરભુનું નામ લઇને ભજન કરતા હો તો! અને કાંઇ ઉંચાનીચા થવું હોય તો પહોંચો દરબાર પાસે. વિલાયત ગયા છે તેની પછવાડે.'

પટેલ તો નીચીમુંડીએ જમીન ખોતરતાં બેસી ગયા. શા'બ ચાપાણીની ધમાલમાં પડયા.

પટેલે પાંસરો ગામનો કેડો લીધો. 'પોગો વિલાયત દરબારની પાસે' એ વેણુ વાટબધી તેના દિલમાં રમવા મંડયું. ઘરે જઇ પોકેપોકે રોવાઇ

જવાયું. એને તો એક ભવમાં બે ભવ થયા હતા. ગામના નાના મોટા માણસો ભેળા થયા. બે મોભાદાર પટેલોએ કીધું:

'ભાભા, એમાં ધોખો કરવાનો નથી. જમાનો બદલાઇ ગયો છે. તમે તો ઉપરીશા'બની વાત કરો છો, પણ બે બદામનો હવાલદાર બબ્બે કટકાની ગાળો કાઢે છે.' 'કહેતું સત્તર આનાનું છે.' બધાએ ટાપશી પૂરી.

'એટલે મુંગા બેસી રહેવામાં જ મરતબ્બો છે. આજના જમાનાના અમલદારો તો આવા જ હોય!'



# ડો. મેશીની મધલાળ

(૩)

'મોતીબા, દીકરાને કેમ છે ?'

'વસતા કાકા, દીકરાને ત્રણ દી'થી તલફાટે એવો તાવ ધગ્યે જાય છે. જરા યે દોરો દેતો નથી.'

'હમણાં તો મેલેરીઆના વાયરા છે. આપણા જ ગામમાંથી કાંઇ નહિ તો યે વીશપચીશ કેસ બગડયા હશે. અને ખાટલા તો ઘરેઘરે છે. સંભાળવા જેવું ટાણું છે.'

'હા કાકા, છે તો એવું જ. ભગવાને અમારા ઉપર દુઃખ નાખવામાં કાંઇ મણા રાખી નથી. એમાં વળી આ દીકરાનું થયું છે. શું કરવું તે સળ સુઝતી નથી. તમે કહો તેમ કરીએ.'

'જુઓ બા, મારૂં પૂછતા હો તો માથું મારવાની આ વેળા જ નથી. જોડીએ ગાડું, અને થઇએ મેંદરડા ભેળા.'

ભાદરવા મહિનાનું ખરૂં ટાણું છે. ઉપરાઉપર એલી મંડાવાથી ગામડાંમાં જીવજંતુનો છતારો થયો છે, કાચાં શીંગ, ચીભડાં અને કાકડીમૂળા ખાધામાં આવ્યાથી મેલેરીઆનો તાવ ફાટી નીકળ્યો છે. એક પછી એક એમ સંખ્યાબંધ માણસોને લીધ્યે જ જાય છે. મોરઝાઆ ગામના મોતીબાના ધણી સાથે ત્રણ દીકરાનો જીવ તેણે ખેંચી લીધો છે. બાકી રહેલા એક દિકરા ઉપર તેની નજર ચોંટી છે. દુઃખની મારી ગાભરી બનેલી વિધવા બાઇ મોતી .ગામના પૂછ્યાઠેકાણું કહેવાતા વસતા કાકાની જોડે દીકરાને ઉગારવા વાતુએ વળગી છે.

વસતા કાકાએ ઘણાં ચોમાસાં જોયાં છે. દુખના દા'ડા કેવાં વસમા હોય તેનું તેને ભાન છે. મોતીબાનું મેદરડે જવાનું મન તેઓએ પારખી લીધું. પરબાર્યાં ઘેર ગયા. પોતાના દિકરાને કહે: ' મોના, ઘરમાં બળદ નાખ. પેટીમાંથી કોરૂં ગાદલું કાઢ. બટકુંક શીરાવી લે... તારે મેંદરડે જવું છે.'

મોનો દાદાનો દયામાં જીવ છે તેમ જાણતો હતો. પટ શિરાવીને તૈયાર થઇ ગયો. ગાડું જોડી મોતીબાને ડેલે ઉભું રાખ્યું.

ગાડું બાળી મોતીબા કહે: 'કાકા, તમે શું કામ ખટપટ કરી ? આપણે ગાડું ન હતું ?' જવાબમાં

વસતા કાકાએ સાબદા થવા કીધું. માંદા આદમીને ગાડામાં બેસાડયો, અને ગાડું હંકારી મેલ્યું.

એ ખેતરવા વસતા કાકા વળાવવા આવ્યા. મીઠી મીઠી શિખામણ દીધી. અને પાછા વળ્યા. આ વખતે મોતીબાથી એટલું જ બોલી જવાયું 'કાકા, મેં તો કોઇ દી શે'ર ગામનો દાકતર ભાળ્યો નથી. તમે આવ્યા હોત તો પાધરૂં પડત.'

'બેટા, સાચી વાત છે. પણ મારે ઘરે બે ખાટલા છે. મોનાની વહુ અને તેની મા ત્રણ દિવસથી ઉન-મુન્ય પડયાં છે.'

'કાકા, ઇતો મને ખબરે નથી, હું તો ખબર કાઢવા યે નથી આવી. તમે સુખેથી પાછા વળો. મોનાભાઇ કયાં નાના છે?'

ગાડાનાં પૈડાં ફરવા મંડયાં. લીલાં ખેતરો વટાવવા મંડયા. લીલું ચોમાસું ચરેલા વઢીઆરા બળદો હળવી-ફુલ ગાડીને રમાડતા જાય છે.

ગાડીને સાચવીને ચલાવવા છતાં વાટ વસમી થઇ પડીઃ ભાદરવા મહિનાનો કાળો તડકો માંદાની કાયા માથે તપવા મંડયો. શરીરને રૂંવે રૂંવે દેવતાના તીખારા જેવો વસમો લાગે છે! પાણીપીડા વધી, મોળોજીવ થયો, અને ઉલટીએ જોર પકડયું. કોક તોબાએ છ

આઉનો પંથ વાઢ્યો. મોનાભાઇએ હરમત દેતાં કીધું : મોતીબા, આ લાલ મકાન દેખાય તે દવાખાનું. એક દુવા ભેળું બધું હેઠું બેસાડી દેશે !'

ત્યાંતો દૂરથી ધૂળ ઉડતી ભાળી. પીઠ ઉપર પોતાના ધણીના પેટનું પાણી ન હલે એવી હાલ્યે એક ઘોડી હાલી આવે છે. ધોળા શેતર દાઢી મુછ: બગલાની પાંખ જેવી ધોળી ઘોડી : હાણુંફુલ માથાબાંધ્યાનું, અને ધોળા ખેસના છેડા ઝૂલતા આવે છે.

મોનાભાઇએ અસવારને તરત જ ઓળખી લીધો, ' એતો વસતા કાકા !' હજુ વાત કરે છે ત્યાં વસતા કાકા આવી પહોંચ્યા.

'કાકા, છોકરાઉને ઘરે કસુવાણુ છે અને તમે મફતના શું કામ આંટો ખાધો ? મોતીબાએ આવતાવેત પૂછ્યું,

'બેટા, ઘેર ગયો પણ મારૂં મન થાળે પડયુ નહિ. વળી આજે ઘરે સુવાણુ છે.'

વસતા કાકાએ હુકામાં પતાવ્યું.

દવાખાના પાસે ઝાડને છાંયે ગાડું છોડયું. દાક્તર શા'બે સગી આંખે જોયું.

વસતા કાકા બધાને બેસાડી દવાખાનામાં જાય છે, ત્યાં દાક્તર દવાખાનાના પગથીઆથી ઉતર્યા.

કોટપાટલુન પહેર્યાં છે, બુટમોજાં ચડાવ્યાં છે, અને ખીસામાં હાથ ઘાલતાં ડૉ. મેશી બેપરવાઇથી હાલ્યા આવે છે. જાણે ગામડામાંથી કોઇ દર્દી આવ્યું છે એની ખબર જ ન હોય !

'દાક્તરશા'બ' એમ કહેતા વસતા કાકા જમીન સુધી વળી ગયા.

'કેમ શું છે ? એટલું જ કડકાઇથી ઉંચુ જોતાં ડૉ. મેશી બોલે છે.

'શા'બ, છોકરો માંદો......'

'હા, એ તો બધું ભાળ્યું અત્યારે જમવાનો વખત થયો છે.'

શા'બે અદ્ધરથી જ જવાબ વાળી દીધો.

'આપને બહુ અસર થયું હશે. પણ અમારે આ વસમી વેળા છે,' વસતા કાકાએ આજીજી કરવા માંડી.

'તમે લોકો સાવ અજ્જડ છો. નિયમિતતામાં કાંઇ સમજો છો કે નહિ ? તમે બધા માંદા પડો એટલે તમારી પછવાડે અમારે પણ માંદા પડવું ? જાઓ અત્યારે છાંયે બેસો, ભુખ્યા પેટે માથા ઝીંકાવોમાં, મગજને નુકશાન પહોંચે છે.'

ડૉ. મેશીએ નિયમિતતા ઉપર નાનકડું ભાષણ આપી દીધું.

હજુ પચાસ ડગલાં પૂરાં ભર્યાં નથી, ત્યાં 'દાકતરશા'બ, રામરામ'નો અવાજ મેશી દાકતરને કાને પડ્યો. શા'બે ચશ્મા વેગળા કરતાં ઊંચું જોયું.

કોરી જગન્નાથીનાં કડકડતાં લુગડાં પહેરલ એક જુવાન છે. કાનમાં હેમનાં ફુલ અને ઉપર ચાપવાં છે. ભેટયે બાંધેલ પછેડીનાં છેડા હવામાં ફગફગે છે. શા'બે એનો કસ માપવા પગથી તે માથાસુધી નજર કરી લીધી.

રામરામ, કેમ કાંઇ કામ છે?

મારા દાદાએ પાંચ મણ ગોળ મોકલાવ્યો છે, તે કયાં ઉતારૂં?

મેશી દાક્તરનું મન પલાળવા ભેડુ જુવાને લાલચ પાથરી.

'બીજું કાંઈ કામ છે?'

ગોળનું નામ ભાળી મોંમાં પાણી વછૂટેલા દાક્તર શા'બે મીઠાશથી કીધું.

'કામ તો છે, પણ આપ જમો ની કેડે વાત.'

'શું કોઇ માંદુ છે?'

'હા શા'બ, મારી મા જરા કસરાઇ ગયાં છે.'

'ગાડું દવાખાનામાં લાવ. હું દવાખાને જાઉં છું.'

મેશી સાહેબને આવતાં ભાળી કમ્પાઉન્ડરો પાછા વળ્યા. એમનો નિયમિતતાનો સિદ્ધાન્ત કયા ખૂણામાં

ભરાઇ ગયો તે કોઇએ પૂછ્યું નહિ. ગોળના ગળામણમાં ગળી ગયેલા મને પણ એ શંકા ઉઠાવી નહિ. એટલે, ગાડું કમ્પાઉન્ડમાં ગયું કે તરત જ, દર્દીની ખરાખર તપાસ થઇ. અને દિલ દઇને દવા દેવાઇ.

વસતા કાકા આ બધું સગી આંખે જોઇ રહ્યા હતા. ભારે પગલે તે દાક્તર શા’બ પાસે ગયા. એને શરમાતાં શરમાતાં કીધું.

‘શા’બ, ભેળાભેળા અમારૂં યે કરજો.’

ભેળાભેળા શું કરે રાખ ?’

શા’બ, બીજુ શું, જરાક દવા......’

‘આવા મફતીઆએ અમારો જીવ લીધો.’

શા’બ અમે ગરીબ માણસ છીએ. એક જ ઘરમાંથી ચાર મરણ થયા છે. સાત ઘરવચાળ આ એક જ ઝાઝી ખોટનો છોકરો છે.’

વસતા કાકાએ છોકરા તરફ આંગળી ચીંધતાં કહ્યું.

‘રોગચાળો છે તે એમાં મરે. અમે શું કરીએ ? ઇ કાંઇ દાક્તરશા’બ થોડો જ જીવ ઘાલી દે તેમ હતો ?’

‘ શા’બ જરા દવા આપો તો તમારો ઉપકાર !’

‘ ડોસા, તમે એક વેનીલા છો, અમથા મારો સગડ નહિ મૂકો, ચાલો જોઇ જાઉં !’

દાક્તર શા’બ ગાડાં પાસે આવ્યા. છેટેથી નજર કરી. દવાખાને જઇ લબડધકયે દવા લખી આપી.

'શા'બ અમે આજનો દી' રોકાઇએ કે જઇએ. આપનું ધ્યાન પડે એમ કહો.'

'ડોસા, બધા દી'ની દવા આમાં ભેળી આપી છે. મરવું જીવવું ઇ ભગવાનના હાથની વાત છે. બાકી અહીં તો દર્દીની ભરતી છે, એટલે, પાછા ઘેર જવું ઇજ સારૂં છે. અને વળી ગામડાંના માણસને દવા કેવી ને ફવા કેવી? (સુદર્શનનો ઉકાળો પીધો કે ગમે એવો તાવ ખલાસ! દરબાર સુદર્શનના પડીકા શું કામ મોકલે છે? એનો પૂરો ઉપયોગ તો કરો!)'

'શા'બ, પણ આને સારૂં થશે?'

'હું પરભુનો દીકરો છું ને, તે તમને બધું કહી દઉં. આસ્તેથી સારોસારો જવાબ આપીએ ત્યારે ઉલટા લેતા જ પડે છે! ગામડામાં આવા આવા નંગ જ ભર્યા લાગે છે!

વસતા કાકાને છેલ્લો શબ્દ ભાથાના ઘા જેવો લાગ્યો. એના દિલમાં જાણે તાતું તેલ રેડાયું! ગાડું જોડાવી દવાખાનું છોડ્યું. રસ્તામાં દિકરાનું ભવિષ્ય થયું. મોતીબાને માથે આભ તૂટી પડ્યો. દુઃખથી મોતીબા બહાવરા બની ગયા. કોક તોબાએ ઘરભેળા કર્યા.

આ વાતની જાણ થતાં આખા ગામમાં કાળો કકળાટ મચી રહ્યો. એક કહે:

'આપણા વસતા કાકા, એને કાંઇ છે? શે'રના માણુહને કાંઇ લાજ આવે છે?'

'ભાઇ, શેની આવે ? દરબારને પોતાને જ આપણી ક્યાં ખેવના છે ?'

'આપણા દરબાર માટે એવું બોલો ઇ ગોઠતું નથી.'

'ન ગોઠે તો કાંઇ નહિ. પણ અમારા હૈયામાં હોળી સળગે છે. ઝીની ઝીની ઝાળું નીકળે છે.'

'કેમ ? એટલું બધું શું છે ?'

'આ દાક્તરે કર્યું ઇ તમારે મન તો ઓછું હશે કેમ ?'

'દાક્તરનો વાંક તો ખરો. પણ એમાં દરબારને શું છે ?'

'દરબારની વાત મુઠીમાં રાખવા જેવી છે. શું સંચળને કટકે જ ગામડાના રોગો મટી જતા હશે કે દરબાર સચળના કટકાની જ લહાણી કરે છે ? અને મટી જતા હોય તો વહેંચે નહિ એના શહેરમાં ? આજની ઘડી સુધી આપણને બહુ ઉંઠાં ભણાવ્યાં. શું શ્યે'રના માણસ જ દવામાં જાણતા હશે ?'

કહેતા કહેતા વીરા પટેલથી ઉભા થઇ જવાયું. બધાએ કાન પકડયા. તેણે આગળ લંબાવ્યું :

'બધા અમલદારો જીભચાટણા થઇ ગયા છે. એનું મોઢું બોલાવવું એના કરતાં ઘરે આછી પાતળી દવા કરવી સારી. અને જેનો ધણી આંખ આડા કાન કરે, એના અમલદારો તો એવા જ હોય ને !

# પંતુજીનાં પરાક્રમો

૪

'ગેઝેટમાં જાહેરનામું આવ્યું છે કે 'પાંચસો માણસની વસતિવાળા ગામમાં નીશાળ્યું થઇ ગઇ છે. એટલે ઓછી વસતીવાળા ગામમાં નિશાળ્યું ખોલી દેવા.'

'ત્યારે તો આપણી જ કહેણી'ને કે અરજીઓ કરી કરીને હાથ હરડાઇ ગયા, ઘણા ખાઇ-ખાઇને ટાંગા ટીલા થઇ ગયા, તો યે કાંઇ જવાબ આવ્યો નહિ. વળી શાબ જ્યારે ગામતરેથી આની'કોર નીકળે ત્યારે હયે ચડાવી દઇએ. જવાબમાં ઠેઠ પેટ હાથ ફેરવતા શાબ કહે 'મારા ધ્યાનમાં છે.'

જોબડી ગામની ઉપર રાતનો બીજો પહોર છે. ચાંદરડાનો આછો પ્રકાશ ગામડાની ગલ્લીએ ગલ્લીએ વેરાયો છે. વાળુપાણી કરી સૌ જંપી જવાની તૈયારીમાં છે. એવે ટાણે ઓઘા શેઠની હાટડીને ચોતરે પટેલીઆઓએ વાતો માંડી છે. મેમાન બેઠા બેઠા સાંભળે છે.

'હાલો આપણે ફરી અરજી કરીએ. વાગે તો બાપુ નહિ તો થોથું તો છે જ.'

'હા કરોને. થાય તો બહુ રૂડી વાત છે.'

'અરજી કરવામાં કાંઇ વાંધો નથી, પણ નિહાળ્ય થયે કાંઇ સુખ છે? સારો માસ્તર મળે તો ઠીક, નહિ તો ગામમાં બલ્લા લાવવા જેવું થશે.' મુછે દોરો ફુટતાં એક જુવાનડાએ વાંધો મેલ્યો.

'છોકરા, તું તો પહેલેથી જ આવું બકીશ?'

' કાકા, બકતો નથી, બોલું છું. નહિ તો પુછો ઝાખરીઆના પટેલને.'

'દીઆળ પટેલ, આ શું વાત કહે છે?'

' તમારો ભત્રીજો કહે છે એ બાવીશ આના છે. અમારી નિહાળ્યનું લપ કાંઇ જેવું તેવું નથી.'

'કહો તો ખરા. અમને ખબર તો પડે.'

'અમારી નિશાળના મારતર પરભાતના પોરમાં ખાટલામાંથી ઉઠે એવા કાછડીનો છેડો હાથમાં લેતાંક નિહાળ્યની કુંચીઓ લે, અને નિહાળ્ય ઉઘાડે.'

મેમાને પોતાના ગામની નિહાળ્યની વાત માંડી.

' પછી '

' કોક છોકરાને કહે કે છોકરા દાતણ લાવજે. શા'બને માટે લીલું દાતણ આવે. આ દાતણનો ડોચો મોઢામાં ખોસી પાંચ સાત ઘર ગણે. 'મોતી કાકી, અંબાળાના કાંઇ ખરખબર આવ્યા ?' 'જોધાભાભા, ગોળનો શું ભાવ ઉપજ્યો ? '' ગોમતી ફૈ, ચુંદડી ઓઢાડવા મેમાન આવ્યા ? ' આમ પાંચ સાત ઘર ગણે એટલે શા'બનું દાતણ પૂરું થાય. '

' પછી ? '

' મોઢું ધોઇ કાઠની ખુરશી ઉપર લાંબા ટાંગા કરીને બેસે. મુછો ઉપર વળ ચડાવતા જાય. ત્યાં તો ચાર પાંચ ગોઠીયા આવીને બેઠા જ હોય. આ બધા સાટુ ચાના રંગેડા ઉકળે. શા'બ ચાપાણી પીવે. આડો ખોબો સોપારીનો ફુચો ભરે. સોપારી ખોરાં હોય તેની હરકત નહિ! આમ શા'બના ચાપાણી પૂરાં થાય.'

'પછી ?'

'રંગમાં આવે તો ઘડીક છોકરાં ઉપર આંખ ફેરવે. 'એલા મનીઆ, પાઠ લખી લાવ્યો?' 'એલા લઘરા, સલેટ સામું ધ્યાન રાખ્ય.' 'એલા પેથીઆ, પાઠ વાંચ' આમ ઘડીક અગડમ બગડમ ભણાવતા જાય, વાતુંના ફડાકા ઝૂડતા જાય, અને સામી ભીંતે થૂકતા જાય. આખી ભીંત ચીતરી મેલે!'

'પછી?'

'બપોર થઇ જાય, ને છૂટી મળે. શા'બ છે તો એકલા. પણ હોય હમેશાં એકલા. બાઇડી તો છે કોઇ બાતની. પણ શા'બને મીજાજ તેજ છે. એ દી આવે તો એવા ધોકા ઝૂડે કે ત્રીજે દિવસે પીર ભેળી થઇ જાય.'

'પછી?'

'જમવાની વેળા ક્યારે થાય તે કહેવાય નહિ. જો ઉનાપાણીના રગડા ઓછા પીવાણા હોય તો વહેલા થાય. નિહાળના વખતમાં યે થાય, અને વખત બહારે થાય. અમારા માસ્તર વખતના વળગાડથી વળગેલા નથી!'

'પછી?'

'શા'બનો જીવ ધરમમાં. નાવણ કર્યા વગર કોઇ દિ જમે નહિ. જો કે કરે હમેશાં રોટલા સનાન. ખાધા પહેલા ખંખોળીઉં ખાઇ લે. કોકવાર પોતડી પલળે, ને કોકવાર ન યે પલળે, જેવા પોતડીના ભાગ્ય!'

'પછી?'

'જમી કરીને શા'બ પેટે હાથફેરવતા ખાટલો ઢાળે. તમાકુ ચાવતા આરામમાં પડે. જાણે બાદરવાની ભેંસ પડી.'

'પછી?'

'રોંઢાટાણે નિહાળ્ય ઉઘડે, અને એનું એ ધમસાણ જામે. ચાના રગેડા ઉકળે. નાના ડાયરા જામે. ચાના રંગેડા ઉકળે. ત્યારે અમારી નિહાળ્ય હોટલ થઇ જાય. વાતુના તડાકા થાય, ત્યારે અમારી નિહાળ્ય ચોરો થઇ જાય. એમ અમારી નિહાળ્યમાં નવા નવા રંગ થયા કરે!'

'પછી?'

'સાંજ પડયે શા'બ ફરવા નીકળે. એનું ફરવાનું નોખી ભાતનું. આજ આ દશે જાય તો કાલ પેલી દશે જાય. શીંગ ચોભડું, શાકપાંદડું, કે જે હાથ પડયું તે ઝોળીમાં નાખતા જાય. અને તે એટલે સુધી કે પાડોશીએ ધરવ કરે. વળી શીમનો એકયે મોલ તેના જાણ્યા બહાર નહિ. કઇ મોલાત આગતર છે કે કઇ મોલાત પાછતર છે, ઇ બધું એની જીભને ટેરવે.'

'પછી?'

'એકલી સીમની જ વાતુ જાણે એમ નહિ. પણ ગામના ઝીણા મોટી વાત તેના ધ્યાનબારી નહિ. પોતીને ધરાવવાના છે ને ઓતીને કાઢી મેલવાના છે, વીરાના વેશવાળમાં વાંધો પડયો છે ને સાંડાના સાસરીઆને ઓણ નીપજ સારી છે, એ બધું એમને માલમ. છતો મોટી ટપાલ હાફિસ!'

'પછી?'

'રાત પડે ત્યારે એને ઉગે દી. રાતે રંગમાં આવે ત્યારે એની હુશીઆરીની ખબર પડે. માણાનું માપ મૂળા પટેલે કાઢ્યું, અને જોખનું માપ જીવન શેઠે કાઢ્યું : આમ બોલ્યા ભવની માંડે. સાંભળનાર ખૂટે ત્યારે વાતુનો ધોધ અટકે. ઇ પોતે જ કહે, મને અડધીરાત ભાંગ્ય વિના ઉંઘ આવે નહિ અને સોનાનાં નળીઆં ભાળ્યા વગર ઉઠવું ગમે નહિ.'

'પછી ?'

'નિહાળ્યમાં બે છે ઓરડા. એમાં એક વાપરે છે માસ્તર, અને બીજામાં બેસે છે નિહાળ્ય. માસ્તરવાળો ઓરડો જોયો હોય તો ઉભા રહેવું યે ગોઠે નહિ. માખીઓ બણુબણે, મચ્છરો ગણુગણે, અને અદ્ધર બાવાઓ લબડે. જ્યાં જોઇએ ત્યાં ઉકરડો. ચુલામાં સુંડલો એક રાખ. ઠામ ભુંડાં કાળા મશ. ગોળો આત્યવારે વીંછળાય, ને મંગળવારે વાશીદું કઢાય. આ માસ્તર ચોખાઇ શું શીખવાડે ચુલાની રાખ ?'

'પછી ?'

''વારપરબ કે સારો મહિનો બેસે ત્યારે છોકરાને પૂરી કઠણાઇ. અસૂર સવાર નિહાળ્ય ઉઘાડે અને ઉઘાડે તો યે માસ્તરના દર્શન દોહ્યલાં. માસ્તર વન્યાના છોકરા ભણ્યે જ જાય !'

'પછી ?'

'માસ્તર ચૈતર મહિને ઓખાહરણ વાંચે, ને પરશોતમ મહિને પરશોતમ મહાત્યમ વાંચે, બળેવે રાખડી બાંધવા નીકળે ને બેસતાવર્ષે આશીર્વાદ દેવા નીકળે, અગીઆરશે કથા વાંચે, ને પૂનમે સત્યનારાણનું ચોગઠું બેસતું કરે, આમ પરવપરવણીએ એની ટેલ તો હાલતી જ હોય !'

' પછી ? '

'પરીક્ષાની વેળા થાય. ને માસ્તરને ચટપટી લાગે. ડાયરા મોળા પડે, ચાના રંગેડા ઓછા ઉકળે, ગામગપાટા ઓછા થાય, ઉંચેથી બાવા સાફ થાય, ને ભીંતો લીંપીગુંપીને ધોળાય. ઓહોનો આંટો નિહાળ્ય બનાવી દે ! '

' પછી ?'

' માસ્તરનો કોરડો ફરે. સોટી વાગે સમસમ અને વિદ્યા આવે રમઝમની કહેવત ખરી પડે. આખી પા એના ઘાંટાથી ગાજી રહે ત્યારે ખબર પડે કે ગામમાં નિહાળ્ય આવી લાગે છે ! છોકરાઓને ટાણે કટાણે બોલાવે, અને જેમ તેમ કરી અભ્યાસનો ગોટો વાળી દે.'

' પછી ? '

' ઇન્સપેક્ટર શા'બ આવે. શા'બને કાનપરૂ ઉજ્જડ છે, કાને બેક ઓછું સંભળાય છે અને માસ્તર છે પેક. ગણિત લેખાંમાં તો ઘણાખરા છોકરાઓ પાસ જ થઇ જાય. શા'બ ન બાળે એમ કહેવાની રીત જ નોખી ભાતની ! '

' પછી ? '

' પરીક્ષા ફિકસે એટલે માસ્તર ઘર ગણે. પેથાના બાપને કહેશે 'તમારો છોકરો ઉંચે નંબરે પાસ થયો. તેની ચાલાકીથી શા'બ ભારે લે'રમાં આવી ગયા.' ઘેલીઆની માને કહે 'છોકરો બહુ ઠોઠ. પણ મહેનત કરી ચડાવી દીધો.' લીંબાભાઇને કહેશે .'છોકરો બે મહિના માંદો રહ્યો. પણ હૈયા ઉકલત ખરી. હું રાતે બોલાવી એને શીખવાડતો. ઈ મારી મહેનત ફળી.'

'પછી ? '

' આ બધું એટલા સારૂં ગાઇ બતાવે કે જ્યારે ખળાટાણી આવે ત્યારે 'ભાઇ'નું ધ્યાન રખાય. ઘઉંટા-ણીમાં ઘઉં મળે, બાજરો મળે, અને વાઢ ફરે ત્યારે 'ભાઇ'નો ગોળ ખરો થાય. '

' ત્યારે તમે અરજી કેમ નથી ફટકારતા ? '

પછી પછી કહીને જીભના કુચા વળી ગયેલા પટેલના મોંમાંથી વેણ નીકળી ગયાં.

'પટેલ, ઇએ કર્યું'તું. એમાં કાંઇ મણા રાખી હશે ? ત્રણચાર મહિના કેડે માસ્તર ઉપર ફરફરીઉં આવ્યું. જેની સામે અરજી કરવામાં આવે એની પાસે જ તપાસ કરવા મોકલાય ! અને પછી તો તપાસ એવી જ થાયને ?'

' શું તપાસ ન થઇ ? માસ્તરે કાંક જવાબ તો લખ્યો હશેને ? '

'માસ્તરે એમ લખી મોકલ્યું કે થોડા અળવ-ળીઆ'એ મારી સામે ખોટા આરોપ મુક્યા છે, બાકી હું ભારે સારો માણસ છું, બાવીશ વરસથી ખાતામાં કામ કરૂં છું.' ખાતામાં કામ ખાવાનું હો ?'

'એમ ? માસ્તરની એવડી બધી વાત છે ?'

'હા, અમારા ગામના માસ્તરની તો એવી વાત છે.'

'તો પછી નિહાળ્યની માગણી શું કામ કરવી ?'

'માગણી તો કરવી. નઈં મામા કરતાં કાણો મામો શું ભુંડો ?'

'પણ માસ્તર આંવડું બધું કરે ઇ તો ન પોસાય.'

'કેમ ન પોસાય ? પોસાવું ન પોસાવું ઇ વાણીઆ બામણને. કણબીને વળી એ લપ શી ? પોસાણું ન હોય તો અમલદાર આણે સાંપટમાં, તો ફટનારૂં પોસાઇ જાય.'

'પણ માસ્તર કાંઇ અમલદાર છે ?'

'અમલદાર તો એકવાર નહિ પણ સાડી સાતવાર ? વેઠે ગાડું આપવું પડે છે કે નહિ ?'

'હા, અમલદાર ગણીયે તો યે શું ? એવું કાંઇ હોય ?'

'હા, અમલદારો તો એવા જ હોય ! અમલદારના વર્ગમાં ભળ્યા એટલે થઇ રહ્યું. એમાં બિચારા માસ્તરે શું કરે ને મામલતદારે શું કરે ! બધાએ એક કૂવાનું પાણી પીધેલું !'

